THE

# ATMABODH

OF

## Shrimant Shankracharya.

Translated From the English

BY

**ICHHALAL PARMANAND MUNSHI.**



**AHMEDABAD**

"ARYODAYA" Printing Press.

1889.

# આત્મબોધ

"શ્રીમંત શંકરાચાર્ય કૃત."

ઇંગ્રેજી ઉપરથી ભાષાન્તર કરી.

પ્રસિદ્ધ કર્તા.

ઇચ્છાલાલ પરમાનંદ મુનશી.



અમદાવાદ.

"આર્યોદય" પ્રિન્ટિંગ પ્રેસ.

સને ૧૮૮૯.

THIS

# TRANSLATION

IS

# DEDICATED

TO

**HURIPRASAD SANTOKRAM**

**DESAI ESQ. J. P.**

as a tribute of respect

BY HIS OBEDIENT SERVANT

*Vasant Panchmi*
*Samvant-1945.* } Ichhalal P. Munshi.

રાજેશ્રી. હરીપ્રસાદ સંતોકરામ દેશાઈ.

જે. પી.

ને આ ભાષાન્તર

હું.

ઇચ્છાલાલ પ. મુનશી.

| | | |
|---|---|---|
| વસંત પંચમી<br>સંવત-૧૯૪૫ | } | પરમસત્કાર પૂર્વક.<br>અર્પણ<br>કરૂં છઉં. |

# નેપથ્ય.

આર્ય વિદ્વજ્જન ! પૂજ્ય મહારાજાધિરાજ શંકરાચાર્ય કૃત આત્મબોધનું ઈંગ્રેજી ભાષાન્તર " થીઓસોફીકલ સોસાઇટી " તરફથી ભાષ્યકાર મી. બ. પ. નરસિંહમિયાંની ટીકા સાથે મુદ્રિત કરવામાં આવ્યુંછે. તેનું આ ભાષાન્તર છે. આધુનિક સમયમાં શ્રધ્ધાથી અનાદિ સિધ્ધ આત્મજ્ઞાન સમ્બન્ધી શોધકો સૂક્ષ્મ બુદ્ધિથી દુરાગ્રહ તજી સ્વતઃ અનુભવવા ઉપાધિથી વિરકત થઈ નિકળ્યા છે, એથી આપણા આર્ય ધર્મ ઉપર આપણા લોકોની પૂનરપિશ્રદ્ધા કેટલે અંશે સતેજ થઇ વૃધ્ધિ પામી છે એ સહેજ મનન કરવાથી ધ્યાનમાં આવશે.

**આત્મબોધ**—રાજયોગ, હઠયોગ વગેરે યોગ સાધનોના અંગો છે એટલુંજ નહિ પણ સામાન્ય રીતે લક્ષમાં લઈએ તો આ સ્થૂલદેહને આરોગ્ય રાખવામાં ને શારીરિક રચના ચાલવાની રીતિ દર્શાવનારા શાસ્ત્રોમાં, અને બીજા યોગશાસ્ત્ર, તંત્રશાસ્ત્ર ને યથાર્થરૂપમાં કહીએ તો ધર્મશાસ્ત્રની રચનામાં પગલે પગલે આપણા સર્વનું લક્ષ આકર્ષવામાં મહા શકિતવાળો સદા સર્વદા પોતામાં સમાયલા તત્ત્વના ચમત્કારિક ગુણે કરી નિરંતર અધ્યાત્મિક શકિતઓને ઉત્તેજિત કરી સચ્ચિદાનંદ રૂપમાં લીન કરી સંસ્કારીને સ્થિર કરવામાં કવચિત્‌જ અન્ય ગ્રન્થથી

પશ્ચાત પડે.

આત્મબોધનું ગુજરાતી ભાષાન્તર મુમુક્ષો આગળ ધરતાં વિનયસહ નમ્ર યાચના એટલીજ છે કે દૃષ્ટિ દોષથી દોષો રહિ ગયા હશે તે સુજ્ઞ પાઠકોએ જણાવવા કૃપા કરવી કે જેથી દ્વિતિય આવૃત્તિનો પ્રસંગ આવે યથાર્થ સુધારો કરવાનું બની શકે.

**કેશવ ભગવાન્** આર્યોત્કર્ષને આર્ય ધર્મ ધ્વનિની ધ્વજા સર્વત્ર પ્રવર્તાવે એજ મારી તેના પ્રત્યે નમ્ર પ્રાર્થના છે.

**ભૃગુક્ષેત્ર મકરસંક્રાન્તિ**
**વિક્રમ સંવત૧૯૪૫.** } **ઇચ્છાલાલપ. મુનશી**



# આત્મબોધ.

૧ ધર્મ જીજ્ઞાસાથી ઈંદ્રિયદમન કરનારા મુમુક્ષોને ઉચિત જે "આત્મ બોધ" તે હું લખું છઉં.

૨ પ્રશ્ન—મોક્ષ સંપાદન કરવાના સાધનોમાં જ્ઞાન શા માટે અગ્રણીય ગણવામાં આવે છે?

ઉત્તર-પાકશાસ્ત્રમાં અગ્નિ અને સરપણ વચ્ચે જેવો સમ્બન્ધ છે તેવોજ સમાન સમ્બન્ધ તપ (વગેરે જે મોક્ષ) અથવા નિર્વાણ સંપાદન કરવાના ભિન્ન ભિન્ન સાધનોમાં છે. જેમ રાંધવાને માટે સઘળી વસ્તુઓમાં અગ્નિ અતિ અગત્યનો છે, તેમજ મોક્ષ સંપાદન કરવાના સાધનોમાં જ્ઞાન અતિ અગત્યનું છે.

૩ પ્ર૦ કર્મ અર્થાત્ આચારમાં અદ્ભુત શક્તિ છે. જ્યારે એવા કર્મનો થોડો ભાગ અંધકારને દૂર કરે છે ત્યારે જ્ઞાન શા માટે અગત્યતા ધરાવે છે?

ઉ૦ અજ્ઞાન અને કર્મ એકમેકથી વિરૂદ્ધ નથી. કર્મ અજ્ઞાનનો નાશ કરી શકતું નથી. જેમ મેલ ગળણે ધોઈ શકાતો નથી, તેમ એવા કર્મ અથવા આચાર વિચારનો કંઈ પણ અંશ અજ્ઞાનને દૂર કરી શકતો નથી, પણ જ્ઞાનજ એક સ્વપ્રકાશિત છે તે જેમ શશિ અંધકારનો વિનાશ કરે છે તેમ અજ્ઞાનને દૂર કરેછે.

૪ પ્ર૦ આત્મા ભિન્ન ભિન્ન પ્રાણીયોમાં ભિન્ન ભિન્ન દેખાય છે, તેને કેવલતગ ગુણવાળો કહેવો અથવા સર્વમાં એક છે એમ કહેવો કેમ સંભવે ?

ઉ૦ સૂર્ય અભ્રોથી અતિ દૂર છે અને મોટા મોટા વાદળાંથી અતિ મોટો છે તો પણ દરેક વાદળાંનો નાનો ભાગ આપણાથી તેને આચ્છાદન કરીને તેને વાંકો ચુંકો કે અમુક આકાર આપે છે, એ તેની આકૃતિમાં આ વાંકાં ચુકાંપણું ને ફેરફાર સૂર્ય જે અહોનિશ પ્રકાશિત છે અને સામાન્ય છે તેને લીધે નહિ પણ આવાં વાદળાંની સૌન્દર્યતાને લીધે છે. અને વાદળાં અદૃશ્ય થાય છે કે તરતજ સૂર્યનું પ્રતિબિમ્બ એકજ દેખાય છે. આત્મા બધા શરીરોમાં માલુમ પડે છે તેને આ વાત યથાર્થ ગળાતી આવે છે. જ્યારે વાદળાં જેવું અજ્ઞાન નાશ પામેછે ત્યારે એક આત્મા સર્વ સ્થળે પ્રકાશે છે.

૫ પ્ર૦ આત્માગમાં ઐક્યતાનો ગુણ કેમ હોય? અર્થાત્ ગુણ રહિત. કેમકે તેને કર્મોનું જ્ઞાન હોયછે, જેનાથી તેનું દૈવત્યપણું સાબિત થાય છે.

ઉ૦ જેવી રીતે જળ સ્વચ્છ કરનારા અન્ય રજકણો અસ્વચ્છ પાણીને નિર્મળ કરીને મેલની સાથે તળિયે બેસી જાયછે તેવી રીતે લક્ષ પૂર્વક જોતાં વસ્તુતત્વ જ્ઞાન જીવને અજ્ઞાનની બેડીના બંધનમાંથી મુક્ત કરી, તેને સ્વચ્છ કરે છે અને બેડી જેવા અજ્ઞાનને દૂર કરેછે.

૬ પ્ર૦ આ જગત્ આ જડ જિન્દગીને આ સંસારના જ્યા-

રે આપણે ભોકતા છિએ ત્યારે કેવી રીતે જૂઠ્ઠિ છે, એવું કોણ પણ કહી શકે?

૬ જ્યારે આપણે સ્વપ્નાવસ્થામાં હોઈએ છિએ ત્યારે જે પ્રમાણે સ્વપ્નસૃષ્ટિમાં સત્ય ભાળિયેછીએ જો કે જાગૃતવસ્થામાં તેવું ભાસતું નથી, તેમજ આ અહઙ્કારી પ્રપંચી જગત્ જે આ સંસાર છે તે જેમ મનુષ્ય કામાઅંધ થઇજઈ જ્યાં સુધી તેમાં પ્રવર્તે અથવા મોહિત થઈ ગરક રેહે છે, ત્યાં સુધી તેને સંધુ સત્ય દીસેછે પણ જ્ઞાન મેળવ્યા પછી એવું દીસતું નથી.

૭ જ્યાં સુધી અદ્વયમ અથવા એક પરબ્રહ્મને જાણ્યો નથી ત્યાં સુધી જેમ કોઇ મુકતાફળની કાચલીના ચલકાટમાં ચાંદી દેખે છે, તેમ સંસારને સત્ય પેખે છે.

૮ જેમ મહા સાગરમાં પરપોટા ઉત્પન્ન થઇ થોડીવાર રહિ નાશ પામે છે, તેમ આ બ્રહ્માણ્ડો ઉપાદાન પરમેશ્વરમાં દેખાય છે, રહે છે અને લય પામે છે.

૯ અલઙ્કારો અનેક પ્રકારની આ કૃતિયોના હોય છે તો પણ તેઓ તેઓના ગુણમાં હેમથી જુદા પડતા નથી તેમજ સઘળા પ્રાણી જોકે જુદી જુદી આકૃતિના હોયછે તો પણ સચ્ચિદાનંદ સ્વરૂપથી જુદા નથી.

૧૦ મન અને સઘળી ઇન્દ્રિનો રાજા સર્વ વ્યાપક પરમાત્મા, સ્થૂલ સૂક્ષ્મ અને કારણ દેહના કોશોમાં જુદો જુદો દેખાય છે, તેમજ આવા કોશોના નાશની સાથે વેહેંચાયલી આકૃતિનો લય થાય છે. જુદાં જુદાં પાત્રોમાં આકાશ જેમ જૂદું જૂદું દે-

ખાયછે તેમ જ્યારે આવા પાત્રોનો સંહાર થાય છે, ત્યારે સન્મુ એકત્ર દેખાય છે. તે પ્રમાણે છે.

૧૧ પાણી સ્વભાવિક રીતે સ્વચ્છ અને મીઠું છે પણ પૃથ્વીના જુદાજૂદા ભાગની સાથે સમ્બન્ધમાં આવ્યાથી પિળાટ કડવાસ ઇત્યાદિક ગુણો આવેછે, તેજ પ્રમાણે આત્મા જે સચ્ચિદાનંદ છે અને જે ગ્નાત નામ ને ધંધા વગરનોછે તેને સ્થૂલ, સૂક્ષ્મ ને કારણ દેહની ઉપાધિને લીધેજ ગ્નાત, નામ ને ધંધાના નામો આપવામાં આવ્યાં છે.

૧૨ સ્થૂલ દેહ એ આકાશ, વાયુ, તેજ, આપ અને પૃથ્વી એ પંચ મહાભૂતોના પાંચ ઉપાંગોનો, અને આગમિ સંચિત, તથા પ્રારબ્ધનો બનેલોછે અને તે સુખ, દુઃખ, અને ગ્લાનીનો ભોકતા છે.

## પંચીકરણની રીત.

પાંચ મહા ભૂતોના દરેકના પાંચ ઉપાંગોનુ મિશ્રણ કરવું એનું નામ પંચીકરણ.

**એ મિશ્રણ કરવાની રીત આ પ્રમાણેછે:—**

એક એક ભૂતનાં બબે ભાગ થઇને તેમાંથી સર્વ ભૂતોનો એક એક ભાગ જુદો રહ્યો ને બાકી રહયો જે એક એક ભાગ તેઓના દરેકના ચાર ચાર ભાગ થઈને પોત પોતાનો જે અર્ધો ભાગ જુદો રહેલોછે તેને મુકીને બીજા ચાર ભૂતના અર્ધા અર્ધા ભાગ સાથે પાંચ ભૂતોનો પોતાના ચાર ચાર ભાગમાંથી એક એક ભાગનું જે

મિશ્રણ તેનું નામ પંચીકરણ—એ રીતે જેઓનુ પંચીકરણ થયુંછે તેઓને પંચીકૃત પંચ મહાભૂત કહિયે.

ઉપર કહેલા મિશ્રણની રીતથી મન વગેરે જે ઉત્પન્ન થાય છે તેના નામ વિગતવાર બતાવવાને નિચે દર્શાવેલું પંચીકરણનું કોષ્ટક આપેલું છે.

## પંચીકરણનું કોષ્ટક.

| આત્મા | | | | |
|---|---|---|---|---|
| આકાશ અંતઃકરણ | મન | બુદ્ધિ | ચિત્ત | અહંકાર |
| સમાન વાયુ | વ્યાન વાયુ | ઉદાન વાયુ | પ્રાણ વાયુ | અપાન વાયુ |
| શ્રોત્રેન્દ્રિય. | ત્વગીન્દ્રિય | ચક્ષુરિન્દ્રિય | રસને ન્દ્રિય | ઘ્રાણેન્દ્રિય |
| શબ્દ | સ્પર્શ | રૂપ | રસ | ગંધ |
| વાગિન્દ્રિય | પાણી ન્દ્રિય | પાદેન્દ્રિય | પાય્વિન્દ્રિય | ઉપસ્થેન્દ્રિય |

## પ્રક્રિયા પેહેલી. ( આકાશ )

આકાશના ચાર વિભાગોની સાથે આકાશ શિવાય દરેક બીજા મહા ભૂતનો એક ભાગ એકત્ર થવાથી તત્વોનું વર્ણન આ પ્રમાણે થાયછે:–

(अ) આકાશના ચાર વિભાગોના એકની સાથે પૃથ્વીનો એક ભાગ મિશ્ર થવાથી અહંકાર થાય છે.

(ब) તેવી રીતે આકાશને પાણીના એક ભાગથી ચિત્ત થાયછે

(क) આકાશને અગ્નિના એક એકના મિશ્રણથી બુદ્ધિ થાયછે.

(ड) આકાશ ને વાયુના એક ભાગ સાથે વાયુનો એક ભાગમિશ્ર થવાથી મન થાય છે.

આકાશનો નહિ વિભાગ થએલો ભાગ અંતઃકરણ થયું.

ઉપર કહેલી રીત પ્રમાણેજ.

(अ)વાયુનોએકભાગ + પૃથ્વીનો એકભાગ =અપાન વાયુ
(ब) ,, + પાણી ,, =પ્રાણવાયુ
(क) ,, + અગ્નિ ,, =ઉદાન વાયુ
(ड) ,, + આકાશ ,, =સમાન વાયુ

## પ્રક્રિયા ત્રીજી ( અગ્નિ. )

ઉપર કહેલી રીત પ્રમાણે.

(अ)અગ્નિનોએકભાગ + પૃથ્વીનોએકભાગ=ધ્રાણે ન્દ્રિય

| | | | |
|---|---|---|---|
| (ब) ,, | + પાણી | ,, | =જીભ્હેન્દ્રિય |
| (क) ,, | + વાયુ | ,, | =ત્વગીન્દ્રિય |
| (ड) ,, | + આકાશ | ,, | =શ્રોત્રેન્દ્રિય |

અગ્નિનો નહી વિભાગ થએલો " બાકી રહેલો " ભાગ ચક્ષુરિન્દ્રિય થયો.

## પ્રક્રિયા ચોથી. ( પાણી )

તેવીજ રીતે.

| | | | |
|---|---|---|---|
| (अ)પાણીનો એકભાગ | + પૃથ્વીનો એક ભાગ | | =ગંધ |
| (ब) ,, | +અગ્નિ | ,, | =રૂપ |
| (क) ,, | +વાયુ | ,, | =સ્પર્શ |
| (ड) ,, | +આકાશ | ,, | =શબ્દ. |

પાણીનો નહિ વિભાગ થયેલો એક ભાગ રસ થયો.

## પ્રક્રિયા પાંચમી ( પૃથ્વી )

તેવીજ રીતે.

| | | | |
|---|---|---|---|
| (अ) પૃથ્વીનો એક ભાગ | +પાણીનોએક ભાગ | | =પાણીન્દ્રિય |
| (ब) ,, | +અગ્નિ | ,, | =પાદેન્દ્રિય |
| (क) ,, | +વાયુ | ,, | =પાશ્વિદ્રન્દ્રિય |
| (ड) ,, | +આકાશ | | =ઉપસ્થેન્દ્રિય |

પૃથ્વીનો નહિ વિભાગ થએલો એક ભાગ ઉપસ્થેદ્રિય થયો. પંચી કરણ કદંમ આ પ્રમાણે છે.

૧ અહઙ્કાર, સમાનવાયુ, શ્રોત્રેન્દ્રિય, શબ્દ, અને વાગીન્દ્રિય એ પાંચ મળીને આકાશકદંબ થયું.

૨ મન, વ્યાનવાયુ, ત્વગીન્દ્રિય, સ્પર્શ અને પાણીન્દ્રિય મળીને વાયુ કદંબ થયું.

૩ બુદ્ધિ, ઉદાનવાયુ, ચક્ષુન્દ્રિય રૂપ, અને પાનેન્દ્રિય મળીને તેજ કદંબ થયું

૪ ચીત્ત, પ્રાણવાયુ, જીવ્હેન્દ્રિય, રસ, અને પાદેન્દ્રિય મળીને જલકદંબ થયું

૫ અહઁકાર, અપાનવાયુ, ઘ્રાણેન્દ્રિય, ગંધ અને ઉપસ્થેન્દ્રિય મળીને પૃથ્વી કદંબ થયું.

૧૩ સૂક્ષ્મ શરીર જે પાંચ વાયુ પ્રાણ (અપાન, વ્યાન ઉદાન ને સમાન, ) ચંચળ મન, સ્થિર બુદ્ધિ અને ઈન્દ્રિયો ત્વચા અથવા સ્પર્શ, ચક્ષુ, કર્ણ, જીભ, નાક, મોં, હાથ, પગ, ગુદા ને, શિસ્ન ને પાંચ ભાગમાં નહિ ભાગ થઈ શકે એવા સૂક્ષ્મ ભૂતોનું બનેલું છે વળી તે સુખ અને દુઃખ ભોગવવાનું અંતરનું ઠેકાણું છે. તાત્પર્ય કે સૂક્ષ્મ શરીર, સુખ અને દુઃખ જે આત્મામાં નથી તેનો અનુભવ કરવાનું અંતરનું સ્થળ છે.

૧૪ કારણ દેહ એ સ્થૂલ ને સૂક્ષ્મ બન્ને દેહનો ટેકો અથવા આધાર છે. ને નહિ વર્ણન થઇ શકે એવી અમ્મર માયા અથવા અવિદ્યાની ઉપાધિને લીધે સ્થૂલ, સૂક્ષ્મ શરીર બને છે. પણ આપણે ખાત્રી કરવી જોઇએ કે ત્રણ ઉપાધિ સ્થૂલ, સૂક્ષ્મ અને કારણદેહથી જુદીછે ને જીવઅહં શબ્દથી ઓળખાય છે.

૧૫ જેમ કાચ અનેક પ્રકારના રંગોથી ઢંકાયલો છે તેમ સ્વચ્છ આત્મા પાંચ કોશ, (અનમય, પ્રાણમય, મનોમય, વિજ્ઞા-

નમય, અને આનંદમય) ક્ષુધા, તૃષા, શોક, જરા અને મોતથી ઢંકાયલો છે તોપણ બહારના કોશોમાંથી તેને સ્પર્શ અને સમ્બન્ધ નથી પણ ન્યારો છે.

૧૬ જેમ કુસકા અને કચરામાંથી તાન્દૂળ તમે જુદા કરો છો તેમ શ્રવણ,, મનન, ને નિદિધ્યાસનથી આત્મા કેવો છે તેનો તમારે નિશ્ચય કરવો જોઇએ, એટલુંજ નહિ પણ પાંચ કોશથી બનેલા આ શરીરથી તે જુદો છે તે જાણવું જોઇએ.

૧૭ આકાશ આકૃતિ રહિત છે તો પણ સ્વચ્છ પારદર્શક પદાર્થોમાંજ તેનું પરાવર્તન પડે છે તેમજ આત્મા જે આકારરહિત ને સર્વ વ્યાપક છે તે એકલુ પવિત્ર મન જેમાં કામ, ક્રોધ ઇત્યાદિકનું કલઙ્ક નથી તેમાંજ પરાવર્તન પામે છે અને તેનાથી તે જોવાય છે.

૧૮ આત્મા જે શરીર, મન, ને ઈન્દ્રિયથી ભિન્ન છે ને અંતઃકરણ જે મન, બુદ્ધિ, ચિત્ત ને અહઙ્કારનું ઉત્પાદક સ્થાન છે તેમજ કર્મનો દ્રષ્ટા છે, તે આત્માને એક રાજા પોતાની આજ્ઞા પ્રમાણે પોતાના પ્રધાનોના દરેક કાર્યો અપક્ષપાત રીતે તપાસે તેવો જાણવો જોઈએ.

૧૯ અભ્રોથી ચન્દ્ર જ્યારે આચ્છાદિત થયેલો હોય ત્યારે વેગથી ગતિ કરતો માલુમ પડે છે તેમ આત્મા જે ઈન્દ્રિય વિષય મૂળથી છવાયલો છે તે આ ઈન્દ્રિયો સાથે ગતિને કર્મ કરતો માલુમ પડે છે પણ મુમુક્ષોએ તેનાથી વિરૂદ્ધ તેને સમજવો જોઇએ એટલુંજ નહિ પણ આવી ઈન્દ્રિયોના કર્મથી જુદો જાણ-

વો જોઈએ.

૨૦ જેમ આકાશને આપણે ભુરારંગનો કહિએ છિએ તેમ ગેરસમજથી સચ્ચિદાનંદ આત્માને શરીર, ઇન્દ્રિય, ગુણ અને કર્મ આપણે આપીએછિએ.

૨૧ ચન્દ્રનું પ્રતિબિમ્બ જળમાં પડે છે ત્યારે જેમ ચન્દ્ર ચલિત દેખાય છે તેમ કર્તા અને અધિકાના ગુણો ગણાય છે એ અજ્ઞાન મનનું પરિણામ છે.

૨૨ રાગ, ઇચ્છા, સુખ અને દુઃખ જે બુદ્ધિના ગુણો છે તે વગરનો આત્મા છે, કેમકે એ ગુણો માત્ર જાગૃત અને સ્વપ્નાવસ્થામાંજ હોય છે અને સુષુપ્તિ અવસ્થામાં હોતા નથી.

૨૨ ત્યારે એક શંકા ઉત્પન્ન થાય છેકે આત્માનું સ્વરૂપ કેવું હશે? જેમ પ્રકાશ એ સૂર્યનો અને શીતળતા એ જલનો ગુણ છે તેમ સત્, ચિત્ત, આનંદ, નિત્ય અને નિર્મળત્વ એ આત્માના ગુણો છે.

૨૩ સચ્ચિદાનંદ આત્માનો પ્રતિબિમ્બ જે જીવ બુદ્ધિના નિશ્ચય કરતા ગુણોથી અને શ્રુતીના કહેવાનો અનુભવ કર્યા વિના વસ્તુઓ ઓળખવાનો ઢોંગ કરેછે.

૨૪ આત્માને કોઇ પણ કાળે વિક્રમ નથી તેમજ બુધ્ધિને જ્ઞાન નથી, છતાં જીવ પોતે મન ઈત્યાદિ છે એમ માનીને કર્ત્તા અને દૃષ્ટા પોતાને ધારે છે.

૨૫ લોખંડનો ગોળો જ્યારે અગ્નિ સાથે મળે છે ત્યારે તેમાં રતાસ અને બાળવાના ગુણો આવે છે તેમ આત્મા( દેખીને )

અંતઃકરણ સાથે એકત્ર થઈને ભૂલથી એવું ધારે છે કે તે પોતેજ દૃષ્ટા અને કર્ત્તા છે પણ તેનામાં ખરેખરા કરવાના અને જોવાના ગુણો હોતા નથી. મુમુક્ષોએ આત્માને આવીરીતે ઓળખવો જોઈએ.

૨૬ જ્યારે આત્મા પોતાનામાં આવા બીજા ગુણો છે એમ ધારે છે ત્યારે કેવી રીતે સુખ અને દુઃખ ભોગવે છે.

જેમ અંધકારમાં રજ્જુને ભૂલથી સર્પ તરીકે માનવાથી ભય ઉત્પન્ન થાય છે તે પ્રમાણે જીવનું આત્મા તરીકે ધારવું એ સઘળા સુખ દુઃખ અને પુનર્જન્મોની ધાસ્તીનું કારણ છે.

૨૭ બુદ્ધિ ચિત્ત અને મન જે આત્માના પડોસી છે તેનાથી આત્મા શામાટે ઓળખાતો નથી?

કારણ એ છે કે અજવાળું પૃથ્વી અથવા ગ્રહોને પ્રકાશ આપે છે અને અજવાળાને લીધે તેઓ દેખાય છે પણ એ ગોળાઓ અથવા ગ્રહો અજવાળાને પ્રકાશ આપતા નથી અથવા બતલાવતા નથી તેમ આત્મા, મન, બુદ્ધિ, ચિત્ત, અહઙ્કાર અને ઇન્દ્રિયોને પ્રકાશ આપે છે અને તેને જાગૃત કરે છે પણ પોતાઅર્થાત્ આત્મા વગર તેનાથી પ્રકાશ પમાય નહિ અથવા જાગૃત થવાય નહિ.

૨૮ જ્યારે એવું કહેવામાં આવે છેકે-અહઙ્કારથી આત્મા પિછાની શકાયો નથી પણ જ્ઞાનાન્તરથી જાણી શકાય છે ત્યારે તેનો એ વોઉત્તર મળે છે કે આત્માથી જ્ઞાનાન્તર જુદો નથી.

જેમ પ્રકાશ ઓળખવાને માટે અન્ય પ્રકાશની આવશ્યકતા પડતી નથી તેમ આત્મા જે જ્ઞાન સ્વરૂપ છે તેને ઓળખવાને માટે

અન્યજ્ઞાન જોઇતું નથી.

જ્યારે આત્મા બુદ્ધિ વગેરેથી ઓળખાતો નથી ત્યારે તેને જાણવાના કયાં સાધન છે?

૨૯ જેમ ઝવેરાતની સમજ શક્તિથી નિર્ણયકરનારાના શબ્દથી ખરા કે ખોટા હીરા માણેકનો નિશ્ચય થઇ જાય છે તેમ મહા વાક્ય અર્થાત્ વેદની મદતથી આત્મા ઓળખાયછે. વેદ આપણને કહેછે કે કિંચિત્તજ્ઞત્વ, જીવાત્મા, સર્વજ્ઞત્ત્વ ને પરમાત્મા વચ્ચેનો ફેર મિથ્યા છે અને સુષુપ્તિના અનન્ત સુખના ખરાઅર્થમાં નહિ પણ યથાસ્થિત શોધમાંજ રહેલોછે. સમુદ્રોના મોટા અને નાનાપણાનો ફેર તેમાંજ રહેલોછે પણ સમુદ્રમાં નથી,

૩૦ જ્યાં સુધી કોઈ પણ મનુષ્ય રજ્જુને સર્પ તરીકે માને છે ત્યાં સુધી તેને ભય હોયછે. પણ જ્યારે રજ્જુ અને સર્પની વચ્ચેનો અંતર તેને માલુમ પડેછે કે તેના મનમાંથી તત્ક્ષણજ સર્પની ધાસ્તી જતી રહેછે તાત્પર્ય કે સઘળા શરીર અવિદ્યાના પ્રાણીયોછે અને તેને નાશ, મૃત્યુ, ક્ષુધા, તરસ, શોક અને મોહછે અને તમે પોતે બ્રહ્મ છોજે અવિદ્યાથી શ્રેષ્ઠ છે અને જેને જરા વગેરે અવસ્થા હોતીનથી.

૩૧ (પંદરથી તે ત્રીશમા શ્લોક સુધીમાં શ્રવણવિધિ જે ડહાપણને વેદના અર્થથી આપણા ચક્ષુની પેલી બાજુએ શું છે તે શીખવે છે તે સમજાવ્યા પછિ મનવિધિ ૩૧ થી તે ૩૫ મા શ્લોક સુધીમાં સમજાવવામાં આવેછે.)

એ જાણવું જોઇએ કે આત્મા અહમ્ શબ્દથી ઓળખવા-

માં આવેછે કેમકે એ સ્થૂલ, સૂક્ષ્મ અને કારણ શરીરથી જુદો છે અને અસ્તિ, જયતે, વર્ધ તે પરિનમતે, અપક્ષ તેને વિનસ્યતે એ ષડ્ગુણ એનામાં નથી તેમજ એને ઇન્દ્રિયો નથી તેથી તેને કંઇ પણ લાગતું નથી.

૩૨ કેમકે આત્મા અને મનને પ્રાણ નથી અને સ્વચ્છ છે જેમ શ્રુતિ કહે છે કે, દુઃખ, રાગ, અને દ્વેશ નથી.

૩૩ શિષ્યને ગુરૂના આશ્રયથી કેવો અનુભવ થાયછે તે ગ્રન્થકાર નિચેના ત્રણ શ્લોકોમાં સમજાવે છે.?

ગ્રન્થકર્ત્તા કહેછે કે "હુ (આત્મા બુધ્ધિ વગરનો) (હોવાથી) નિર્ગુણ છું," (ઇન્દ્રિય વગરનો હોવાથી) નિષક્રિય છું (જાગૃત સ્વપ્ન, ને સુષુપ્તીની ત્રણ અવસ્થામાં કંઇ ફેરફાર નહોવાથી) નિત્ય છું ( મન નહિ હોવાથી ) નિર્વિકલ્પ છું, (કંઇ વસ્તુની સાથે સમ્બન્ધ નહિ હોવાથી) પાપ વગરનો અને સર્વ વ્યાપક છું (સોળ કળાવાળો લિંગ દેહ નહિ હોવાથી) નિર્વિકાર છું, (કંઇ સમ્બંધ ન હોવાથી ) નિત્ય મુક્ત છું, (અવિદ્યાની પ્રજાને અંતઃકરણ નહિ હોવાથી) નિર્મળ છું."

૩૪ ( આત્માનુ કેવું સ્વરૂપ છે) "હું એટલે આત્મા આકાશની માફક સર્વ જગત્‌ની અંદર અને બહારની બાજુએ પ્રવર્ત થનો અંત વગરનો અસ્તિત્ત્વ છું. અહર્નિશ નિષ્પક્ષપાત છું, અને પ્રિતીના સ્નેહપાશથી બંધાયલો નથી ઈત્યાદિ. સ્વચ્છ છું, અને દરેક વસ્તુમાં ભરપુર હોવાને લીધે ગતિ રહિત છું.

૩૫ " અમ્મર, અસ્તિત્વ, સ્વચ્છતા, સ્વતંત્રતા, ઐકયતા,

ને નહિ વિભાગ થઇ શકે એવું સુખ, અદ્વૈતપણું, અને જે ત્રણે યુગમાં અંત રહિત ને નાશ વગરનું છે તેનો દેહ ધારી પરબ્રહ્મ હું છું.”

૩૬ મોક્ષ સંપાદન કરવાની મોટામાં મોટી આકાંક્ષા જે શ્રવણ અને મનનથીજ પ્રાપ્ત કરી શકાય છે તે નિધિધ્યાસનથી સમજાવવામાં આવી છે.

ઉપર કહેલી રીતથી હરઘડીયે મનન કરવાનો નિયમ બ્રહ્મસાથે એક થવાથી જેમ સારા ઔષધો રોગની શાન્તિ કરે છે તેમ આવરણ અને વિક્ષેપની શકિતયોનો આ બન્ને નાશ કરેછે.

૩૭ (હવે યોગ શાસ્ત્રના પ્રયોગ કરવાની રીતિઓ અને સ્થિતિયો સમજાવવામાં આવે છે.)

એકાંત કેવલ શાન્ત સ્થળે સ્થિર તથા અનિમિષ આસ્તાથી દૃઢ વિશ્વાસના થઈ ચિત્ત શાન્ત અને પ્રસન્ન રાખી મનોવૃત્તિયો સિદ્ધિ માટે શાન્ત રાખીને આત્મા શિવાય બીજા ઉપર લક્ષ ન રાખતાં આત્મા જે એક અને અનન્ત છે તેની સાથે એકત્ર થવાને ધ્યાન ધરી મનન રાગ ઇત્યાદિનો સત્વર ત્યાગ કરી કરવું જોઇએ.

૩૮ જ્યારે સ્વાભાવિક રીતે એવો પ્રશ્ન ઉત્પન્ન થાયછે કે જ્યાં સુધી જાગૃત અવસ્થામાં આ ક્ષણભઙ્ગુર જગત્ માલુમ પડેછે ત્યાં સુધી આત્માની ઐંક્યતા કહેવી એ કેમ ખરૂં કહેવાય ! ત્યારે એવો પ્રત્યુત્તર આપવામાં આવેછે કે જેને સ્વચ્છ અંતઃકરણ અથવા અંતર દૃષ્ટિ છે તે આત્મામાં આ ક્ષણભઙ્ગુર જગત્‌ને ગણી આત્મા જે આકાશ જેવો નિર્મળછે તેની સાથે પોતાની ઐકયતા ગણેછે.

૩૯ ( હવે આ જગત્ અવિદ્યાની માયા છે અને પોતે આત્મા સાથે એક છે એનો કેમ નિશ્ચય કરવો તે કહેવામાં આવશે)

જેને વસ્તુયોનું પુરતું જ્ઞાન છે તેણે આકાર ને વર્ગ જે અવિદ્યાની સંતતી છે તે કહાડી નાખીને જે આકાર સર્વ વ્યાપક અને સત્ ચિ-ત્ત આનંદ છે તે આકારનો થશે.

૪૦ પુનઃ એમ પ્રશ્ન કરવામાં આવેછે કે જ્યારે ત્રિપુટીની હયાતી પ્રત્યક્ષ છે ત્યારે પોતે ને આત્મા એક છે એમ કેમ કહેવાય?

ઉત્તરમાં એમ કહેવામાં આવેછે કે જ્યારે આત્મા એ ચિત્ત આનંદ અને કેવળ રૂપિનો દેહધારી છે ત્યારે ત્રિપુટી ભવના અંતરોમાં આવી શકે નહિ કેમકે આત્મા સ્વપ્રકાશિ છે.

૪૧ ( ૩૭થી ૪૦ શ્લોક સુધી મનન વધિ સમજાવ્યો હવે નિર્મળ આત્મા ઉપર ધ્યાન ધરવાથી પ્રત્યક્ષ થતાં પરિણામો કહેવામાં આવશે. )

ઉપર કહેલી રીતથી સદા સર્વદા ધ્યાનથી જ્ઞાન ઉત્પન્ન થાયછે જે જ્ઞાન અગ્નિની પેઠે અજ્ઞાનનું સર્વ જગત્ બાળી નાખે છે.

૪૨ અહિંયાં કહેવામાં આવેછે કે જેમ જીવ અને આત્મા એક છે એમ જાણવામાં આવેછે તેમ પોતે, શરીર ઇન્દ્રિયો વગેરે છે. એ અવિદ્યાનો વિચાર જતો રહેછે અને પોતે નહિ વિભાગ થઈ શકે એવો આત્મા છે એવું જુવે છે.

જ્યારે પ્રાતઃકાળ અગાડીનો અંધકાર કહાડી નાખેછે ત્યારે સૂર્યનું તેજ પ્રકાશે છે તેમ જ્ઞાન અજ્ઞાનને દૂર કરેછે ને આત્મા કીર્તિવન્ત સૂર્યના તેજની માફક પ્રકાશે છે.

૪૩ (જ્યારે આત્મામાં આજ્ઞાકાર હરદમ પ્રકાશે ત્યારે એમ કેમ કહેવાય કે અજ્ઞાન અવસ્થામાં તેની પાસે જઇ શકાય નહિ પણ જ્ઞાનથીજ થોડા કાળ પછી તેની પાસે જવાયછે. આ વિપરીતતા નિચે દર્શાવેલા દૃષ્ટાન્તથી નિકળી જશે. ):—

જેમ કોઇ મનુષ્યે હાર પેહેર્યો હોય પણ જ્યારે એનું ચિત્ત અન્ય વસ્તુ ઉપર લાગેલું હોય ત્યારે તે ખરી સ્પર્શજ્ઞયવસ્તુનો અ-જાણ્યો થઇજાયછે ને તેના મનમાં તે વસ્તુ તેની પાસે થઈ એમ તેને થાયછે પણ જ્યારે તેના પર તેની લગની લાગેછે ત્યારે તે પોતાની પાસે છે એમ તેને ભાસેછે તેમ અવિદ્યા જે સ્વતાઃજ્ઞાન છે તે કહાડી નાખ્યાથી આત્માને જાણી શકાય છે.

૪૪ ( જ્યારે જીવ અને આત્માથી જુદી જીંદગી છે ત્યારે જીવને આત્મા એક છે એમ કેમ કહેવાય ?

કાળરાત્રિએ જેમ ભૂલથી વૃક્ષ સ્થળને તસ્કાર ગણવામાં આવે છે તેમ સર્વ વ્યાપક બ્રહ્મમાં જીવના ગુણો આપણે કલ્પીએ છિએ પણ જ્યારે જીવનો ખરો સ્વભાવ માલુમ પડે છે ત્યારે બ્રહ્મમાં જીવનું તત્ત્વ દેખાતું નથી.

૪૫ જેમ સૂરજના ઉગવાથી અંધારામાં ફાંફાં મારતો અને દિશાન દેખનો મનુષ્ય સઘળું જુવેછે તેમ જીવ અને બ્રહ્મની ઐ-ક્યતાનું જ્ઞાન જાણ્યાથી હું અને મારી વચ્ચેનો કલ્પેલો અંતર કહાડી નાખે છે.

૪૬ સમ્પૂર્ણ આત્માને જાણતો યોગી પોતાના જ્ઞાન ચક્ષુમાં સઘળું જગત્ નિહાળે છે અને પોતેજ આત્મા છે એમ જાણે છે.

૪૭ (જ્યારે આ જગત્ સ્વતંત્ર અસ્તિત્ત્વવાળુ માલુમ પડેછે ત્યારે એમ કેમ તમે કહી શકો કે આત્માથી તે જુદૂં નથી.):-

સઘળું જગત્ આત્મા છે ને આત્મા શિવાય કંઈ નથી જેમ જડ શિવાય કંઇ પણ વસ્તુ હોતી નથી તેમ એવું કંઇ પણ નથી કે જેમાં આત્મા નથી. તેથી કરીને જ્ઞાની સઘળું જગત્ પોતામયછે અથવા ગણે છે.

૪૮ અગાડીથી ઉત્પન્ન થયલીત્રણઉપાધિ જે સ્થૂલ, સૂક્ષ્મ અને કારણ અને ત્રણ ગુણ જેવા કે સત્ત્વ, રાજસ, અને તામસ એ બન્નેને આત્મ જ્ઞાનથી કહાડી નાખ્યાથી જીવનમુક્તિ કહેવાય છે.

જે જ્ઞાની આવી અવસ્થામાં સત્ ચિત્તઆનંદનો અનુંસઙ્ગી છે તે જેમ જન્તુ માખીનો આકાર થઇ જાય છે તેમ પોતે બ્રહ્મમાં લય પામે છે.

૪૯ જ્ઞાન રુપી નૌકાથી તૃષ્ણાનો મહાસમુદ્ર ઓળંગીને કામ, ક્રોધ વગેરે રાક્ષસોને મારી નાખીને યોગીની પાસે સમ દમ ઉપરતિના લક્ષણવાળો અને આત્મામાં પોતાનો જીવ રાખનારો જોવામાં આવે છે.

૫૦ જીવન મુકતના ગુણો નિચે પ્રમાણે છે:—

યોગી જે જીવનમુક્ત હોય તેણે બાહ્યની સઘળી મોજમઝા ક્ષણભઙ્ગુર ગણી ત્યાગીને આત્મા સ્વરૂપ નિહાળ્યાથી પેખ્યાથી ને થયાના સુખના ઉમંગથી ભરપૂર થઇને વાસણમાં જેમ જયોત પ્રકાશે છે તેમ સ્વપ્રકાશથી પોતે પ્રકાશે છે.

૫૧ (જ્યાં સુધી જીવન મુક્તના અગાડીના કર્મો નાશ પા-

મે છે ત્યાં સુધી તે કેવી રીતની જીંદગી ભોગવે છે?

જોકે તે સ્થૂલ, સૂક્ષ્મ અને કારણ દેહનો માત્ર દૃષ્ટા છે તોપણ સ્થૂલત્વ, સૂક્ષ્મત્વના ગુણો વગર પોતાને આકાશ જેવો ગણવો જોઇએ. જોકે તેણે સઘળું જાણવું જોઇએ તોપણ અજ્ઞાનીની માફક રહેવું જોઇએ એટલુંજ નહિ પણ અણધારેલું સુખ કંઈ પ્રયત્ન કર્યા વગર આવે તેનો ભોગ કરવાને તૃષ્ણા હોવી જોઇએ નહિ. સઘળાં સુખો પવનના જેવાં સમ્બન્ધ વગર અને સરળતાથી એકત્ર કરવાં અર્થાત્ જોડીદેવાં જોઈએ,

પર (જ્યારે સ્થૂલ, સૂક્ષ્મ અને કારણ દેહનો નાશ થાયછે. ત્યારે લિંગ દેહને કેવલ્ય શું ?)

જેમ પાણી પાણીસાથે, પવન પવનસાથે અને અગ્નિ અગ્નિસાથે મળેછે તેમ સ્થૂલ, સૂક્ષ્મ ને કારણ શરીર નાશ પામ્યા પછિ જ્ઞાની સર્વે વ્યાપક પરબ્રહ્મસાથે નહિ વિરકત થઈ શકે ને નહિ વિભાગ થઈ શકે એવો એક થાય છે.

પ૩ બ્રહ્મ એટલે શું?

એવી કંઇ વસ્તુ કે જે મેળવ્યા પછિ બીજું મેળવવું વધારે લાભ કારક નથી, જેનું સુખ બીજા અન્ય સુખો કરતાં અતિ શ્રેષ્ટ છે અને જે પછિ કંઇ જાણવાનું નથી તે બ્રહ્મ કહેવાય

પ૪ એવી કંઈ વસ્તુ કે જે જોયાપછિ બીજું કંઈ જોવાનું નથી, જે થયા પછિ કંઈ થવાનું બાકી રેહેતું નથી અર્થાત્ કે પુનર્જન્મ નથી તેમજ જે જાણ્યા પછિ વધુ કંઇ જાણવાનું નથી તે બ્રહ્મ છે.

૫૫ એવી કંઈ વસ્તુ કે જે દરેક સ્થળે ભરપુર વાંકી ચુકી છે તે સત્ ચિત્ત અને આનંદનો આકાર છે. જે નહિ વિભાગ થઈ શકે એવીછે જેના જેવું બીજુ કંઇ નથી જે અનન્ત છે જે નિરન્તર સમક્ષ હોય છે ને જે એકજ છે તે બ્રહ્મ કહેવાય.

૫૬ જ્યારે બ્રહ્મ વગરની ઇન્દ્રિયો શક્તિ રહિતને જુદી ગણાયછે ત્યારે બ્રહ્મઉપનિશદ્ અમ્મર સમ્પૂર્ણું અને નહિ વિભાગ થઈ શકે એવા સુખના આકારને એકજ ગણે છે તે બ્રહ્મ છે.

૫૭ ( એવું કહેવાયછે કે, બ્રહ્મા વિષ્ણુ વગેરે ને સમ્પૂર્ણું સુખ હોય છે. ત્યારે જે મનુષ્યો બ્રહ્મા, વિષ્ણુ વગેરેના લોકોમાં જવાને બલિદાન કરે છે તેઓ પોતે બ્રહ્મ કેમ થઇ જતા નથી ? )

એનો ઉત્તર એવો છે કે બ્રહ્મા વિષ્ણુ વગેરેનું સુખ આત્માન સઘળા પૂર્ણ મોટાંસુખોમાં માત્ર એક છે. બ્રહ્મા અને વિષ્ણુના પ્રમાણુમાં સુખનો અતિ અલ્પ ભાગ છે અને તેઓ પ્રમાણુમાં ઘણા નાનાં પ્રાણિ છે.

૫૮ (જ્યારે એ સ્પષ્ટ છે કે દરેક જણ પોતાની દેહ ઇન્દ્રિય વગેરેને ચાહાય છે ત્યારે તમે એમ કેમ કહિશકો કે આત્મા એકજ આપણી પ્રિતિનો એકલોજ પદાર્થ છે?)

આત્મા સર્વ વ્યાપક દરેક કર્મમાં છે ત્યારે પયમાં ઘૃતની માફક આપણે કંઇ પણ વસ્તુ અથવા કંઇ પણ કાર્યમાં પ્રિતિ રાખીએ છિએ ત્યારે તે વસ્તુ અથવા કાર્યને આપણે ચાહાતા નથી પણ તેમાં રહેલા આત્માને ચાહીએ છિએ.

૫૯ (નિચે સમજાવવામાં આવશે કે આત્મા કેવી રીતે દરે-

ક વસ્તુમાં અને સર્વ વ્યાપક કહિ શકાય.)

જેમ કંઇ કૃશ અથવા ઘટ નથી, ટુંકું અથવા લામ્બુ નથી, જીવતું અથવા મરતું નથી, આકાર, ગુણ, જાત, અને નામ રહિત છે તે બ્રહ્મ અથવા આત્મા છે.

૬૦ જે સૂર્ય, ચંદ્ર અને તારાને પ્રકાશ આપે છે ને સૂર્ય ચંદ્ર વગેરેથી પ્રકાશ પામતો નથી ને જે આ સઘળા પદાર્થોને પ્રકાશ આપે છે તે બ્રહ્મ છે.

૬૧ લાલચોળ લોખણ્ડના ગોળાની પેઠે અંદર અને બ્હાર આખા જગત્માં રહિને તેને પ્રકાશ આપે છે પણ તેમાના કોઈથી પ્રકાશ પામ્યા વગર પોતે સ્વતંત્ર પ્રકાશક છે.

૬૨ બ્રહ્મ એવી કંઇ વસ્તુ છેકે જગત્થી જુદી છે એમ છતાં બ્રહ્મ શિવાય કંઈ હોતું નથી. મૃગજળમાં પાણીની માફક બ્રહ્મથી જુદી આ જગત્ની હયાતી એ જુઠિ વાર્ત્તા છે.

૬૩ ખરા ડહાપણથી અને તત્વજ્ઞાનથી એ પુરવાર થાયછે કે દરેક વસ્તુ જે જોઇએ છિએ ને સાંભળીએ છિએ તે સચ્ચિદાનંદ બ્રહ્મ શિવાય બીજી કંઇ નથી.

૬૪ (સર્વ વ્યાપક બ્રહ્મ જ્ઞાનીના ચક્ષુની માફક અજ્ઞાની ચક્ષુથી કેમ દેખાતા નથી?)

એક આત્મજ્ઞાનીજ માત્ર સર્વવ્યાપક સચ્ચિદાનંદ આત્માને જોઇ શકેછે ત્યારે જે મનુષ્ય એવું માનેછેકે દેહ વગેરેજ આત્મા છે તે જેમ અંધ મનુષ્ય સૂર્યનો પ્રકાશ જોઈ શકતો નથી તેમ સર્વ વ્યાપક આત્માને જોઈ શકતો નથી.

૬૫ જેમ મળ સંસાર વગેરેનું કારણ છે તેનાથી સ્વસ્થ થઈને જીવ, શ્રવણ અને મનના સાધનથી સંપાદન કરેલા જ્ઞાનથી પોતામાં રહેલા પ્રકાશ સાથે શિકળ કરેલા સૂવર્ણની માફક પ્રકાશે છે.

૬૬ અજ્ઞાનનો અંધકાર કહાડી નાખીને રૂદ્રાક્ષમાં રહિ ને સર્વ વ્યાપક, અને સર્વને આધાર આપનાર આત્મા બોધભાનુની માફક સઘળા જગત્માં પ્રકાશ આપે છે અને પ્રકાશે છે.

૬૭ જેણે સઘળી જાતની ક્રિયાઓ છોડી દીધી છે. ને જેમ બાજપક્ષી પણ જગ્યો ને વખતને માટે તમા રાખતો નથી અને સર્વ વ્યાપક શિતળતા જે સંહાર કરતી અમ્મર સુખી ને સદા પ્રકાશિત છે, તે જેણે મેળવીછે તે સર્વ વ્યાપક અને અમ્મર થાયછે. તાત્પર્ય કે સર્વ વ્યાપકતા અને અમરતા મેળવે છે.



# અનુક્રમણિકા.*

૧૨ પંચીકરણથી થતાં તત્ત્વોના મિશ્રણની રીત નીચે દર્શાવેલું કોષ્ટક બતાવે છે.

પૃ એ પૃથ્વીનો નહિ વિભાગ થએલો ભાગ દર્શાવે છે.

| | |
|---|---|
| **पृ** | પૃથ્વી |
| **पा** | પાણી |
| **अ** | અગ્નિ |
| **प** | પવન |
| **आ** | આકાશ |
| **प** | પૃથ્વીના શેષ રહેલા ભાગોનો ચોથો ભાગ |
| પા | પાણી |
| અ | અગ્નિ |
| પ | પવન |
| આ | આકાશ |

* લખનાર બ. પ. નરસિંહ મીયા

નિચે પ્રમાણે પંચીકરણનું કોષ્ટક છે:—

| | | | | |
|---|---|---|---|---|
| अ | આ.પા | આ.અ | આ.પ | આ.પૃ |
| પા.આ | પા | પા.અ | પા.વ | પા.પૃ |
| અ.આ | અ.પા | अ | અ.પ | અ.પૃ |
| પ.અ | પ.પા | પ.અ | પ | પ.પૃ |
| પૃ.આ | પૃ.પા | પૃ.અ | પૃ.પ | પૃ. |

## આત્મા મનુષ્યમાં સાતમું તત્વ છે.

અંત:કરણ એ અંદરની ઈન્દ્રિય છે. સાધારણ બોલીમાં વપરાતો પ્રીતિ અથવા કૃપાનો અર્થ યથાર્થ તેને લગાડવામાં આવ્યો નથી. કેમકે ખરી પ્રીતિને કૃપા અંદરના અંતઃ કરણમાં ઉત્પન્ન થાયછે.

**મન, બુદ્ધિ અને ચિત્ત**:-જો કે આ બધા દેખીતા એકજ છે અને તે ઉપર ચોટિયા નથી તો પણ તેઓના પૃથક્ પૃથક્ ગુણોમાં જુદા છે. મનનો યથાર્થ અર્થ શક પડતું મન છે. બુદ્ધિનો યથાર્થ અર્થ નક્કિ કર્તું મન છે અને ચિત્ત એ ચંચળ અને અસ્થિર મન છે. મન જ્યારે દરેક વસ્તુ ઉપર શક લાવેછે ત્યારે ચિત્ત એક વસ્તુના ઉપર ક્ષણવાર લાગેછે અને પછિ બીજી એગ અનેક વસ્તુ ઉપર તેવીજ રીતે રહેછે પણ નિસ્પૃહિ પક્ષી એક લતાથી બીજી વેલીયે ઉડેછે તેમ એક જગ્યાએ સ્થિર થઈને મન રહેતું નથી.

### ×આત્મા મનુષ્ય જીવનનો સાતમો તત્વ છે.

* **બુદ્ધિ** એ ન્યાયાધીશનું કામ કરેછે નેં શક પડતા મનનો નિશ્ચય કરે છે. પુખ્ત વિચારના આ પરિણામ છે.

**અહંકાર**-દરેક શરીરમાં-હું બ્રાહ્મણછું, હું મોટોછું હું માંદો છું, આ શરીર મારૂં છે, એ પ્રમાણે વિચાર કરનાર વૃત્તિ**अहंकार**

---

× Vide Esoteric Buddhism, P.27. on Atma, and Buddhi.

*See Mr. Sinnot's Esoteric Buddhism P. 83.

કહેવાય છે. અંગ્રેજી ભાષામાં એને Sense of Personality. કહે છે. મન જે સંકલ્પ વિકલ્પ કરે છે, બુદ્ધિ જે નિશ્ચય કરેછે, તથાચિત્ત જે ચિંતન કરેછે, તે સર્વ અહંકારને અધીન રહીને કરેછે. અહંકાર એટલે "હું કરૂં છું" એવા ભાન સહિત કરાયલી સર્વ ક્રિયાઓ બંધનના હેતુ છે. તથા તે ભાન રહિત કરાયલી ક્રિયાઓ બંધની હેતુ નથી.

**સમાનવાયુ**—નાભિ અથવા તેની આસપાસ રહેછે. અન્નને પચાવે છે અને શરીરના બધા ભાગો. ઉપર પચેલા અન્નનું સત્ત્વ લૈ જાય છે અને મનુષ્યને આરોગ્ય રાખે છે.

**વ્યાનવાયુ**—એનુ સ્થળ શરીરના દરેક ભાગમાં છે. પ્રસ્વેદ અને કમકમાટ કરવાનુ કામ કરે છે.

**ઉદાનવાયુ**—ડોક અથવા ગળા આગળ રહે છે. ને વાત કરવાની શકિત આપે છે. સાદ એનાથી ઉત્પન્ન થાય છે.

**પ્રાણવાયુ**—હૃદય આગળ રહેછે. પ્રસ્વેદ ઉત્પન્ન કરે છે.

**અપાનવાયુઃ**—મળમૂતર કરવાના સ્થાનમાં એનું રેઠાણ છે. ને મળમૂતર કરે છે.

૧૪. આ ગ્રન્થમાંના અહમ્ શબ્દનો અર્થ હું છે. એટલે પોતાની પ્રીતિ અથવા પોતાપણાની સ્મૃર્તિ. આ ગુણ જેનાથી આત્મા છે તેનો ભરેલો જીવ છે.

## પંચ કોશ નિચે પ્રમાણે છેઃ—

૧૫ **અન્નમયકોશ**—માંસ, રૂધિરનોઆરથૂલદેહ જે અન્નનો જન્મેલો છે તે અન્નથી વધેછે, મોટો થાયછે અને ઇન્દ્રિયોનો

બનેલો છે.

**પ્રાણમયકોશ**-પાંચ કર્મઇન્દ્રિય, વાગિન્દ્રિય, હસ્તેન્દ્રિય, પાદેન્દ્રિય ગુદેન્દ્રિય, ઉપસ્થેન્દ્રિય ને પાંચ પ્રાણ પ્રાણ, અપાન, વ્યાન, ઉદાન, અને સમાન એનો બનેલો છે.

**મનોમયકોશ**—મન (શકપડતું મન) ચિત્ત (અસ્થિર મન) પાંચજ્ઞાનેન્દ્રિય ત્વચા ચક્ષુ, જીભ, ને અધરમનો બનેલો છે.

**વિજ્ઞાનમયકોશ**—બુદ્ધિ નિશ્ચય કરતું મન શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધનો બનેલો છે.

**આનંદમયકોશ**-અમ્મર પ્રીતિ ને આનંદનો બનેલો છે, અને તેનું કામ આ જગતની ઉત્પતીનું અગ્રણીય કારણ છે.

**શ્રવણ**—વેદના અર્થ સાંભળવા.

**મનન**—આવા અર્થ વિશે વિચાર કરવા ઈત્યાદિ.

**નિદિધ્યાસન**—અસ્વભાવિક ગુણો જેવા કે કામ ક્રોધ કૃપણતા અહંકાર ખોટી ઇચ્છા ઇત્યાદિ ગુણો છોડી દેવાને શકિતવાળા કરવા અને પોતાનો આત્મા જે પરબ્રહ્મ છે એવો દઢ નિશ્ચય કરવાને આ ધ્યાન ઉપયોગમાં આવે છે.

૧૮ પંચી કરણનો બારમો શ્લોક ને ટીકા જુઓ.

૧૯ **ઇન્દ્રિય વિષયમુળ**—ઈન્દ્રિયોના હેતુ.

૨૦ **સચ્ચિદાનંદ-આત્મા**:-સત .( સંત્=સત્ય, ) ચિત્ત (જ્ઞાન=સર્વજ્ઞતા) આનંદ (સમ્પૂર્ણ આનંદી આત્મા જે અમ્મર સર્વજ્ઞને આનંદી છે તે.)

૨૩ **સત, ચિત, આનંદ, નિત્ય ને નિર્મળત્વ.** સત: જે

જાગૃત અવસ્થામાં, સ્વપ્નામાં, ને નિદ્રામાંનાશ પામતું નથી તે.! ચિત્તઃ જ્ઞાન. આનંદઃ અમ્મર આનંદ. નિત્યઃ સર્વદા. નિર્મળત્વઃ આકાર ને શરીરની સ્વચ્છતાં, નિર્મળતા.

૩૯ **કિંચિતજ્ઞત્વ**—થોડું અથવા વિશેષ જાણવું

**સર્વજ્ઞત્વ**—ઘણું અથવા બધુ જાણવું

અસ્તિ, જયતે, વરધતે, પરિનમતે, અપક્ષયતે અને

**વિનશ્યતે**—અસ્તિ—હોવું; જયતે-જનવવું; વરધતે-વૃદ્ધિ પામવું; પરિનમતે—પકવથવું; અપક્ષ્યતે—કરમાવવું; વિનશ્યતે-નાશ પામવું.

**આવરણશકિત**-પોતે પોતાની જાત જાણ્યા છતાં જ્ઞાન ભૂલાવી નાખે છે, તેમજ પોતે અને બીજાની વચ્ચેનો અન્તર સ્હાડી નાખેછે તે શકિત. એ શકિત પાછો ફેર ઉત્પન્ન કરેછે ઇત્યાદિ.

**વિક્ષેપશકિત**—જાગૃત અને સ્વપ્ના અવસ્થાના અન્તરના જ્ઞાનનું સ્મરણ કરાવે છે તે

૪૦ **ત્રીપુટી**—એ જ્ઞાનથુ ( જાણુનાર ) જ્ઞાન અનેજ્ઞ ને માટે સંસ્કૃત શબ્દ છે.

૪૧ **દયાન**—તત્વજ્ઞાનીયો ને એકાન્ત ધ્યાન શિવાય અન્ય-કંઇરિત નથી.

૪૨ **અંતઃકરણ**-અંદરની ઇન્દ્રિયછે જેની નિર્મળતા ને વિશે અતિ સંભાળ રાખવાની છે અને જેને ખરેમાર્ગે લગાડવાથી જેના જય ઉપર મનુષ્યના પૂનર્જન્મનો આધાર રાખેછે. તે

૪૩ **જ્ઞાન**-અંતઃકરણના સત્ય માર્ગથી કરેલા કૃત્યનું પરિણામ છે.

૪૪ **અજ્ઞાન** – ઉપર કહેલા જ્ઞાનથી ઉલટું છે.

૪૫ **સત્ત્વ**—ધર્મ સમ્બન્ધી ઉત્તમ ગુણો.

૪૬ **રાજસ**—સંસારિક ઉત્તમ ગુણો

૪૭ **તામસ**—સંસારિક નઠારા ગુણો

**જીવનમુક્ત**–આ જીંદગીનું નાશ પામવું. પણ યથાર્થ અર્થ એવો થાય છે કે સંસારમાં રહિને જે એમાં પૂર્ણ લુબ્ધ નથી તે

૪૯એક જન્તુ માખીના આકારમાં આવી જાયછે એવાર્ત્તા સંસ્કૃતમાં ભ્રમર કિટ્યન્યમ કહેવાયછે તેમજ એ આર્યા વૃત્તમાં ને અન્ય દેશોમાં જાણીતી છે. આર્ય પુત્રોએ ઘણીવાર અનુભવ મેલવી વિજય મેલવ્યોછે. આ રીત સરળ છે. એક કાગલની પેટી અથવા નલિકા કરો અને તેમાં એક માંખી અને કીડો થોડાં કુમળા પાંદડાં સાથે પેટીમાં મુકો અને પેટી બન્ધ કરીદ્યો. પછિ માખી પોતાના કામનો આરંભ કરેછે. ને જન્તુની સામે એકાગ્રહતાથી જોયા કરેછે. જ્યારે કીડો જરા હાલેછે ત્યારે માખી તેને દર્જ્ઞ મારેછે. આ શિક્ષા પાઠાવળી અઠવાડિયા સુધી ચાલેછે એ કીડાને એટલો બધો ભય ઉત્પન્ન થાયછે કે તેદરેક વસ્તુ ને ભૂલી જાયછે. એટલુંજ નહિ પણ તેની સાથે પોતાનું હયાંતીપણું પણ ભૂલી જાયછે. માત્ર તેનો ભય ગણીને માખીનો આ કારજ તેની સ્મૃતિમાં રહેછે. આખરે એક પખવાડિયામાં તે કીડો આ ભયંકર ધ્યાનને લીધે માખી થઇ જાયછે અને જ્યારે પેટી ઉઘાડવામાં આવે ત્યારે તે માખીની પેઠે નાસી જાયછે. આ સામાન્ય રીતે તે વિચાને લીધે પુરવાર થઈ શકે છે.

(૧) **શમ**—અંદરની ઇન્દ્રિયો તથા મનોવિકાર જીતવા.

(૨) **દમ**—બાહ્ય ઇદ્રિન્યો અથવા મનોવિકાર જીતવા.

(૩) **ઉપરતિ**—સઘળી ક્રિયાઓ જેમ જેમ બ્રહ્મ જ્ઞાન વૃદ્ધિ પામતું જાય તેમ તેમ છોડી દેવી. સન્યાસનો ખરો અર્થ આમ છે.

(૪) **તિતિક્ષા**—શિત અથવા ઉષ્ણ શોક અથવા આનંદની અસર ન થવી તે.

(૫) **શ્રદ્ધા**—ગુરૂ (આ જગત્‌નો રાજ્ય કરનાર) વેદ અને શાસ્ત્ર ઉપર પ્રીતિ રાખવી તે.

(૬) **સમાધાન**—શક પડતા અથવા ગુચવણમાં પડેલા વિષયોનું સતોપ કારક સમજવું અથવા ગુરૂએ દેખાડેલા મહાવાક્યથી મનની શાન્તિ મેળવવી; અથવા ગુરૂનું કહેવું શાસ્ત્રોક્ત છે એમ માલુમ પડયા પછિ મનની શાન્તિ થાયછે તે.

૫૨ **વિદેહકૈવલ્ય**—જે મનુષ્યનું જ્ઞાન સંપાદન કરવાનું કામ હોય છે તે મનુષ્યનું જીવન કહેવાય છે. આ જીવનમુક્ત આગમિ ને સંચિત કર્મોને કંઇ જગ્યા આપતો નથી કેમકે તે કંઈ એવા કર્મો કરતો નથી કે જેના પરિણામોથી તેને ભોગવવું પડે પણ તેને ગત જન્મમાં કરેલા કર્મોને લીધે પ્રારબ્ધ કર્મો ભોગવવા પડે છે. મીઠાં કે તુરા ફળો તેને ભોગવવા જોઈએ. ભોગવ્યાથીજ તે જતાં રહેછે. જ્યારે પ્રારબ્ધ કર્મ તેનું સ્થૂલ શરીર ભોગવી રહે છે કે તે મરી જાય છે. કે તેને **कैवल्यम** અથવા **मोक्ष** મળેછે. જેમાંથી તેકદી પાછો આવતો નથી તેથી તેને

પૂનર્જન્મ નથી અને તેથીજ **विदेह कैवल्य अने शरीरवगरनो निर्वाण** કહેવાયછે.

૫૭ **બ્રહ્મા, વિષ્ણુ** અને **શિવ** વિગેરે. અહીંયા બ્રહ્માએ સરજાવનારી શકિત છે. શાસ્ત્રએને પુરૂપનું રૂપ કલ્પીને સરજાવનાર કહી કૂહે છેકે સાત્વિક ગુણ રૂપ છે.

૬૬ **હૃદય**(હરીદાકક્ષ)**આકાશ.** હૃદયનું આકશ આ રૂપ આપતુ સંસાર છે. જેમ સૂર્ય આકાશગાં પ્રકાશે છે તેમ જ્ઞાન જેને સૂર્યની ઉપમાં આપવામા આવી છે તે હૃદય જેને આકાશની ઉપમાં આપવામાં આવી છે તેમાં પ્રકાશે છે.

